# બકોર પટેલ
## ની
# તેરમી વાતો

લખનાર :

હરિપ્રસાદ વ્યાસ





પ્રગટકર્તા—

ગાંડીવ સાહિત્ય મંદિર

હવાડિયા ચકલો

સુરત

# બકોર પટેલની વાતો

ભાગ ૧૩મો

# પટેલ ખોવાઈ ગયા!

એક વાર બકોર પટેલને તારાપુર જવાનું થયું. પટેલે પોતાના વતનમાં મોટી મિલ્કત ખરીદેલી. થોડાંક ખેતર પણ વેચાતાં લીધેલાં. એ બધાના દશ હજાર રૂપીઆ આપવાના હતા. એ રૂપિયા લઇને પટેલ પોતાને ગામ તારાપુર જવા નીકળ્યા.

વચ્ચે એક દિવસ પટેલ સુરત ઊતરેલા. પટેલના ભત્રીજા અમથાલાલની વહુ સુરત હતી—અમથાલાલના અજાજીકાકાને ઘેર. એને પણ તારાપુર તેડી જવાની હતી.

સુરતમાં બધાં જમી પરવારીને નવેક વાગે સ્ટેશન ઉપર આવ્યાં. સ્ટેશન પર આવ્યા પછી પટેલે શકરી પટલાણીને પૂછ્યું: "બીજા વર્ગની ટિકીટ લઉં કે ત્રીજા વર્ગની?"

પટલાણીએ જવાબ આપ્યોઃ "ત્રીજા વર્ગની જ લ્યો. આપણી સાથે આ વહુ છે ને! તેથી તમારી સાથે



બેસતાં નહિ ફાવે. એને લાજ કાઢવાની રહી. એટલે અમે બે જણ જુદા ડબામાં બેસીશું. તમે બીજા ડબામાં બેસજો."

પટેલ બોલ્યા: "બરાબર. એમ જ કરીશું. વળી મારી પાસે દસ હજાર રૂપીઆની નોટો છે. એટલે ત્રીજા વર્ગમાં બેઠા હોઇએ તો વાંધો નહિ. બીજા વર્ગમાં ભીડ હોય નહિ. એકલા હોઇએ અને કોઇ બદમાસ આવી ચડે તો? હમણાં એવા બનાવ બહુ બને છે. થોડા દહાડાની વાત છે. એક જણ બે હજાર રૂપીઆ લઇને બેઠો હતો. ડબામાં બીજું કોઇ નહિ. ત્યાં એક બદમાસ ચપ્પુ લઇને આવ્યો."

શકરી પટલાણી ગભરાઇને ચીસ પાડી ઊઠયાં: "આ બાપ રે! પછી શું થયું?"

પટેલે જવાબ આપ્યો: "પછી તો બદમાસે રૂપીઆ માગ્યા. બંને જણ વચ્ચે થઇ ઝપાઝપી. છેવટે પેલાને ચપ્પુ વાગ્યું અને એ મરી ગયો. પછી બદમાસ રૂપીઆ લઇને નાસી ગયો."

પટલાણી હાથથી મોઢું દાબી દઇ બોલ્યા: "હાય, હાય! એવું હોય તો એકલા બેસશો નહિ. ત્રીજા વર્ગમાં બેસજો. આણંદનું સ્ટેશન આવશે, એટલે અમે ઊતરીને તારાપુરની ગાડીમાં બેસી જઇશું. તમે પણ તમારી મેળે બીજા ડબામાં બેસી જજો. અમારી ચિંતા કરશો નહિ."

પટેલ ત્રીજા વર્ગની ટિકીટો લઇ આવ્યા. થોડી વારે આગગાડી છુક્ છુક્ કરતી આવી પહોંચી. છેલ્લા ડબામાં પટલાણી અને અમથાની વહુ બેસી ગયાં. વચ્ચેના એક ડબામાં પટેલ બેઠા. થોડી વાર પછી ગાડી ઊપડી.

ગાડીમાં બેઠા પછી પટેલે વાતો કરવા માંડી. ડબામાં ઉતારૂઓ બહુ હતા, તેમની સાથે આમતેમ ગપ્પાં મારવા માંડયાં. એવામાં એક જણે તેમને પૂછ્યું: "આપને કયાં જવું છે?"

પટેલને વિચાર થયો કે લાવને જરા ગમ્મત કરીએ! તેમણે ગમ્મતમાં ને ગમ્મતમાં જવાબ આપ્યો: "અમે તો ઠેઠ જવાના, ગાડી જયાં જાય ત્યાં!"

પેલાએ પૂછ્યું: "કયાં? અમદાવાદ?"

પટેલ ડોકું હલાવી બોલ્યા: "હોવે! અમે ઠેઠ અમદાવાદ જવાના. તમે કયાં જવાના?"

પેલો કહે: "અમે તો વડોદરા

જઇશું."

"ઠીક" કહીને પટેલે બીજી વાતો કરવા માંડી. વાતો કરતાં કરતાં પટેલ કંટાળી ગયા. રાતનો ઉજાગરો હતો. તેમને ઝોકાં આવવા લાગ્યાં. એક બે વાર તો ખરી મઝા થઇ. પટેલને ઝોકું આવે, એટલે તેમનું માથું જોડે બેસનારના ખભા ઉપર ઢળી પડે! પાછા પટેલ ઝબકીને જાગે. વળી પાછું તેમનું માથું ઢળી પડે!



પેલો જોડેવાળો બિચારો કંઇ બોલ્યો નહિ. પટેલનું માથું ત્રીજી વાર એના ખભા ઉપર પડ્યું. પટેલ નિરાંતે ઢળી પડ્યા. તેમનું નાક ઘર્રર્ર ઘર્રર્ર બોલે! રાતનો ખૂબ ઉજાગરો, એટલે આમ થઇ ગયું.

પેલાએ પટેલને ઢંઢોળ્યા. પટેલ 'આહ' કરતા ચમકીને જાગ્યા. પેલાએ કહ્યું: "શેઠ! ઉપરને પાટિયે સૂઇ જાઓ. અહીં કંઇ ગબડી પડશો."

આ વાત પટેલને બરાબર લાગી. ઉપરનું પાટિયું ખાલી હતું. પટેલ ઝટ દઇને ચઢ્યા પાટિયા ઉપર. ત્યાં લાંબા થઈને સૂઇ ગયા. બધો સરસામાન શકરી પટલાણી પાસે હતો. પટેલ પાસે કંઇ હતું નહિ. પેલા દશ હજાર રૂપીઆ હતા, પણ પટેલે તેની નોટો બંડીમાં મૂકેલી, બંડી તેમણે પહેરી લીધેલી, પછી શાની ચિંતા હોય?

એમ કરતાં કરતાં આણંદ સ્ટેશન આવી પહોંચ્યું. તારાપુર જવું હોય તો આણંદ સ્ટેશને ઉતરવું પડે. ત્યાં ગાડી બદલવી પડે. તારાપુર જતી ગાડી ત્યાં ઊભી હોય, તેમાં બેસી જવાનું. શકરી પટલાણી અને અમથાની વહુ ઝટપટ ઊતરી પડયાં. મજૂર પાસે સરસામાન ઉપડાવી લીધો. તારાપુરવાળી ગાડી સામે જ ઊભી હતી. બંને જણ ઝટપટ તેમાં બેસી ગયાં. તેમણે ધાર્યું કે પટેલ પણ ઊતરીને એ ગાડીના કોઇ ડબામાં બેસી જશે.

હવે પટેલનું શું થયું તે જોઇએ. પટેલ તો પાટિયા ઉપર ઘસઘસાટ ઊંઘી ગએલા. સ્ટેશન ઉપર સ્ટેશન આવે, પણ તેમને ખબર પડે નહિ. વળી બધા જાણે કે તેઓ અમદાવાદ જવાના છે. આથી કોઇ તેમને જગાડે શું કામ? આણંદ આવ્યું, પણ પટેલ જાગ્યા નહિ. ગાડી ઊપડી. એમ કરતાં કરતાં પહોંચ્યા ઠેઠ અમદાવાદ!

અમદાવાદ સ્ટેશને બધી ગાડી ખાલી થઇ જાય. ત્યાંથી આગળ એ ગાડી જાય નહિ. બધા ઉતારૂઓ ઊતરી ગયા. આખી ગાડી ખાલીખમ! પટેલ ઉપરને પાટિયે પડયા પડયા ઊંઘ્યા કરે!

ગાડી ખાલી થઇ જાય, પછી રેલના મજૂરો આવે. બધા ડબે ડબે તપાસી જાય. પછી ડબા વાળીઝૂડીને સાફ કરે. તે પ્રમાણે એક મજૂર પટેલવાળા ડબામાં આવ્યો. આમતેમ વાળતાં પટેલને સૂતેલા જોયા. એ તો એકદમ ચમકયો! આ શું? કોઇનું મડદું તો નથી પડયું?

પેલાએ ધીમે રહીને જોયું. પટેલ શ્વાસ લેતા હતા. મડદું નથી એમ જાણ્યું એટલે પેલા મજૂરની ગભરામણ ઓછી થઇ. તેણે પટેલને ઢંઢોળીને જગાડયા. "એઇ મહેરબાન! તમારે



કયાં જવું છે? હવે તો ઊઠો! સ્ટેશન આવ્યું, સ્ટેશન!"

પટેલ આંખો ચોળતા ચોળતા એકદમ બેઠા થઇ ગયા. પછી આમતેમ જોવા લાગ્યા. ડબો ખાલીખમ જોઇને એમના હોશકોશ ઊડી ગયા. ઉપરને પાટિયેથી ધબ દઇને નીચે કૂદકો મારી તેમણે પૂછયું: "આ કયું સ્ટેશન આવ્યું?"

પેલા મજૂરે હસીને જવાબ આપ્યો: "આ તો અમદાવાદ આવ્યું. તમારે કયાં જવું છે?"

"અમદાવાદ આવ્યું?" પટેલે

આંખો ફાડીને પૂછ્યું. પછી ઝટ ઝટ બારણું ઉઘાડીને નીચે ઉતરી પડયા. પછી ભૂલમાં ને ભૂલમાં શકરી પટલાણીવાળા ડબા તરફ દોડયા! પણ એ ડબામાં કોણ હોય? પટેલ ગભરાઇ ગયા. કંઇ સૂઝ પડે નહિ. એ તો ગાભરા બની ગયા. આમથી તેમ ને તેમથી આમ દોડે!

પછી થાકીને બેઠા એક બાંકડા ઉપર. શાન્તિથી તેમણે વિચાર કરવા માંડયો. તેમને થયું કે પટલાણી આણંદ સ્ટેશને ઉતરી ગયાં હશે. બીજી ગાડીમાં બેસી ગયાં હશે, ને ધારતાં હશે કે પટેલ બીજા ડબામાં બેઠા હશે. હવે શું કરવું?

પટેલે ઘડીઆળમાં જોયું. સાડા પાંચ વાગવા આવ્યા હતા. તેમણે વિચાર કર્યો કે બીજી ગાડીમાં પાછા જઇએ. પણ બીજી ગાડી ઊપડતી હશે કેટલા વાગે?

પટેલ ઊઠીને ચાલ્યા. દરવાજા પાસે ટિકીટમાસ્તર ઊભા હતા. તેમને પૂછ્યું: "માસ્તર સાહેબ! આણંદ તરફ જવાની ગાડી કેટલા વાગે ઊપડે છે?"

માસ્તરે જવાબ આપ્યો: "રાતે નવ વાગે. તમારે આણંદ જવું છે?"



બકોર પટેલે કહ્યું: "ના. જવું છે તો તારાપુર. આણંદથી ગાડી બદલીશું."

માસ્તરે હસીને કહ્યું: "ઓહો! તારાપુરવાળી ગાડી હવે તમને નહિ મળે. કાલે સવારે નવ વાગે આણંદથી ઊપડે છે, તે ગાડી જ તમને મળવાની. આખી રાત આણંદ રહેવું પડશે."

પટેલ બોલ્યા: "એમ તો એમ. ગયા વગર છૂટકો નથી. રાત આણંદ સ્ટેશન ઉપર ગાળી નાખીશું."

આમ કહી પટેલ સ્ટેશનની બહાર નીકળ્યા. ગાડી છેક રાત્રે નવ વાગે ઊપડતી હતી. હજી સાડા ત્રણ કલાક

બાકી હતા. એટલી બધી વાર કરવું શું ?

પટેલે વિચાર કર્યો કે રખડયા કરવું નહિ પાલવે. પગ દુ:ખી જશે. બેસી રહીશું તો પણ નહિ ગમે. ત્રણ કલાક છાનામાના કેવી રીતે બેસી રહેવું ? એ તો કેદખાના જેવું લાગે. એના કરતાં ચાલો સિનેમામાં. વખતસર પાછા આવી પહોંચીશું.

પટેલ સિનેમામાં ગયા. ફિલ્મ સરસ હતી. મારામારી અને ધમાધમી બહુ આવતી હતી. પટેલને બહુ રસ પડયો. બીજી બધી વાત એ ભૂલી ગયા. ફક્ત ફિલ્મમાં એમનું ચિત્ત પરોવાઇ ગયું. ધમાધમી આવે એટલે બધા તાળીઓ પાડે. પટેલ પણ ખુશ થતા થતા તાળીઓ પાડે.

છેવટે ફિલ્મ પૂરી થઇ. દીવા થયા એટલે પટેલ ચમકયા. નવ વાગ્યાની ગાડીમાં જવાનું હતું. એ વાત તેમને યાદ આવી ગઇ. પટેલ ઝટપટ બહાર નીકળ્યા. સામે જ સ્ટેશન હતું. ટિકીટબારી પાસે દોડતા ગયા. ત્યાં પૂછ્યું ત્યારે ખબર પડી કે ગાડી તો હમણાં જ ઊપડી ગઇ !

પટેલ ચાટ બનીને માથું ખંજવાળવા લાગ્યા. આ તો જબરો ગોટાળો થઇ ગયો. હવે શું થાય ? તેમણે ટિકીટમાસ્તરને પૂછ્યું: "સાહેબ ! બીજી ગાડી કેટલા વાગે જાય છે ?"

માસ્તરે કહ્યું: "કલાક પછી જશે. દસ વાગે ઉપડે છે." .

હવે પટેલને જરા શાન્તિ વળી. એમણે તો ધારેલું કે હવે બીજી ગાડી અત્યારે જતી જ નહિ હોય. છેક સવારે જતી હશે. પણ કલાક પછી ગાડી જતી હતી. એટલે ટિકીટ લઇને પટેલ સ્ટેશનમાં ગયા.

મુંબાઇ તરફનો મેલ દસ વાગે ઊપડતો હતો. મેલ આવ્યો કે પટેલ ઝટ દઇને તેમાં બેસી ગયા. એક વાર બની ગયા, એટલે પટેલ ફરીથી સૂઇ જાય ખરા કે ? એ તો જાગતા જ બેસી રહ્યા. સવા અગીઆર વાગે આણંદ સ્ટેશન આવ્યું. પટેલ ઝટ દઇને ઊતરી પડયા. તારાપુરની ગાડી સવારે છેક નવ વાગે ઊપડતી

હતી. એટલે આખી રાત કરવું શું ? પટેલ તો સ્ટેશન ઉપર ગોઠવેલા એક બાંકડા ઉપર લાંબા થઈને સૂઈ ગયા.

હવે શકરી પટલાણીનું શું થયું તે જોઈએ. પટલાણી બરાબર પાંચ વાગે તારાપુર સ્ટેશને ઊતર્યાં. સાથે અમથાની વહુ પણ ઊતરી. બન્ને જણે પટેલની રાહ જોઈ, પણ પટેલ દેખાયા નહિ. હમણાં આવશે, કરીને પટલાણી ઊભાં. ગાડી ઊપડી, છતાં પટેલ સાહેબ દેખાયા નહિ. હોય ત્યારે દેખાય ને ?

પટલાણીના પેટમાં ફાળ પડી. પટેલને લેવા માટે ત્રણ ચાર જણ સામા આવ્યા હતા. તેમણે પટલાણીને પૂછ્યું: "પટેલ આવ્યા નથી ?"

પટલાણી બોલ્યાં: "આવ્યા તો છે, પણ એમનો ક્યાંય પત્તો નથી. અમે બૈરાના ડબામાં બેઠા હતાં. એ જુદા ડબામાં હતા. એ ગયા ક્યાં ? એમની પાસે દસ હજાર રૂપીઆ હતા. મને તો ફિકર થાય છે."

પટેલે પેલા બદમાશની વાત કહી હતી. તે વાત પટલાણીને યાદ આવી. એવું કંઈ તો નહિ થયું હોય ? પટલાણી ખૂબ ગભરાઈ ગયાં. તેમણે તરત તાર કરાવી દીધા. એક તાર કર્યો ખંભાત. બીજો તાર મુંબાઈ બાંકુભાઈ બંદર ઉપર કર્યો. તેમણે બાંકુભાઈને એકદમ તારાપુર બોલાવ્યા. ત્રીજો તાર સુરત કર્યો. પછી પટલાણી ઘેર ગયાં.

ગામમાં વાત ફેલાઈ ગઈ. તરત બધાં પટલાણીને મળવા આવ્યાં. બધાંને ચિંતા થાય. ત્યાં છાપાનો એક ખબરપત્રી પણ હતો. કંઈ જાણવા જેવો બન્યો હોય તો તેની ખબર એ છાપા ઉપર લખી મોકલે. પટેલવાળો બનાવ તો બહુ ભારે હતો. વળી પટેલ પાસે દસ હજાર રૂપીઆની નોટો હતી. એટલે એ બનાવની તારથી ખબર આપવા જેવી હતી.

તેણે તરત અમદાવાદનાં છાપાંને તારથી સમાચાર મોકલી દીધા. પટેલ જે વખતે અમદાવાદમાં સિનેમા જોતા હતા, તે વખતે આ સમાચાર અમદાવાદમાં છાપાંની કચેરીઓમાં આવી ગયા હતા !

છાપાં રાતના તૈયાર થઇ જાય. રાતની ગાડીમાં જ બધે રવાના થઇ જાય. સવારના પહોરમાં તો બધે વેચાતાં હોય. પટેલને આ વાતની કંઇ ખબર ન હતી. સવાર પડતાં તેમણે ઊઠીને નળે મોઢું ધોયું. પછી સ્ટેશન ઉપર ચા પીવા માંડી.

એટલામાં છાપાનો ફેરીઓ બૂમો પાડતો આવી પહોંચ્યો. તેણે બૂમ પાડી: 'મુંબઇના શેઠીઆ ભેદી રીતે ગુમ!' 'ગુજરાત સમાચાર' બે પૈસા! 'સંદેશ' પેપર બે પૈસા! બકોર પટેલ ગુમ થયા! બકોર શેઠનો પત્તો નથી!'

પટેલ ચમકયા. ચાની રકાબી




તેમના હાથમાંથી પડી ગઇ. તેમને વિચાર થયો કે હું અહીં જીવતો જાગતો બેઠો છું, ને આ વળી શું કહેવાય? તેમણે ઝટ છાપું લીધું. પછી વાંચવા માંડયું:

**મુંબઈના જાણીતા શેઠ ગુમ!**

"ગઇ કાલે સાંજના એક ભેદી બનાવ બની ગયો છે. તારાપુરના વતની અને મુંબઇના જાણીતા શેઠ બકોર પટેલ એકાએક ગુમ થઇ ગયા છે. તેઓ સુરતથી આવતા હતા. તેમની પાસે દસ હજાર રૂપીઆની નોટો હતી. કોઇ બદમાશે કંઇ કાવતરૂં કર્યું હોય તેમ લાગે છે. આખા તારાપુર ગામમાં ચિંતા ફેલાઇ ગઇ છે."

સમાચાર વાંચીને પટેલને બધો ખ્યાલ આવી ગયો. છાપાની ઘડી વાળતાં વાળતાં તેમને હસવું આવી ગયું. એટલામાં તો કોઇ તેમની સામે આવીને ઊભું. પટેલે ઊંચું જોયું તો એમના મુનીમ બાંકુભાઇ બંદર ઊભેલા!

પટેલ અજાયબીથી બોલ્યા: "ઓત્તમારીની! તમે અહીં કયાંથી, બાંકુભાઈ?"

બાંકુભાઇ ગુંચવાઇને બોલ્યા: "શેઠ! છાપામાં વાંચ્યું ને?

શકરી શેઠાણીનો તાર કાલે રાત્રે મને મળ્યો. તેથી હું તરત જ આવ્યો. આ બધું શું બન્યું ?"

પટેલે બાંકુભાઇને બેસાડયા. પછી હસતાં હસતાં બધી વાત કરી. વાત પૂરી થયા પછી બંને જણ ખૂબ હસ્યા. બધું બોડનું ચોડ વેતરાઇ ગયું હતું ! હવે શું કરવું ?

કેટલી વારે બાંકુભાઇ વિચાર કરીને બોલ્યા: "શેઠ ! હવે હું મુંબઇ પાછો જઇશ. તમે તારાપુર જાઓ. તમે ગાડીમાં ઊંઘી ગયા હતા એવું કહેશો નહિ. નહિ તો મશ્કરી થશે. એમ કહેજો કે આણંદ સ્ટેશને અચાનક યાદ આવ્યું કે અમદાવાદમાં એક જણને આજે મળવાનો વાયદો નક્કી કરેલો છે.




એટલે હું તો અમદાવાદ ગયો ને ત્યાંથી પાછો આવ્યો."

પટેલને આ વાત ગમી ગઇ. એવું ના કહે તો પોતાની ફજેતી થઇ જાય ને !

નવ વાગ્યા એટલે પટેલ તારાપુરની ગાડીમાં બેઠા. બાંકુભાઇ તો પાછા જવાના હતા. છેવટે ગાડી ઊપડી.

શકરી પટલાણી ઘેર બાંકુભાઇની રાહ જોતાં હતાં. ગાડીનો વખત થયો એટલે પટલાણી બહાર જોવા લાગ્યાં. એટલામાં પટેલ પોતે જ આવી પહોંચ્યા !

પટેલને જોતાં જ પટલાણી રાજીરાજી થઇ ગયાં. આડોશી પાડોશી બધાં ભરાઇ ગયાં. સૌ કોઇ પૂછવા મંડયાં. પટેલે સૌને પેલી ગોઠવી કાઢેલી વાત કહી. પણ પટેલ ઊંઘી ગયા. હતા તેથી આ ગોટાળો થયો એ કોણ જાણતું હતું ?

જાણતા હતા માત્ર પટેલ પોતે, બાંકુભાઇ બંદર અને ત્રીજાં શકરી પટલાણી !

# અંગરખાની ચાવી

બકોર પટેલના ભાઈબંધ હાથીશંકરને તમે ઓળખો છો ને? એ હાથીશંકર લાડવાના જબરા શોખીન. એમને લાડુ મળ્યા એટલે જાણે ભગવાન મળ્યા. એમને ઘેર કંઈ જમણવાર હોય ત્યારે લાડવા જ કરાવે.

એમણે એક વાર બકોર પટેલ તથા શકરી પટલાણીને જમવા બોલાવ્યાં. સોમવતી અમાસનો દિવસ હતો. અધિક મહિનો પૂરો થતો હતો. હાથીશંકરે ચાર પાંચ ન્યાતીલાઓને જમાડવાનું નક્કી કરેલું. એટલે ભેગાભેગી પટેલ પટલાણીને પણ બોલાવ્યાં. એ બહાને સાથે બેસીને જમાય.

બન્ને જણ વખતસર આવી પહોંચ્યાં. ન્યાતીલાઓ જમીને ચાલ્યા ગયા હતા.

પટેલ પટલાણી અને હાથીશંકર તથા તેમનાં વહુ ગજરાબેન જમવા બેઠાં. હાથીશંકરે તો ખાસ્સી રીતે લાડવાની થાળી ભરી હતી. પટેલ થાળી જોતાં જ બોલ્યા: "હાથીશંકર! તમે તો જાણે લાડુનો ડુંગર ખડક્યો! આટલા બધા ખાશો શી રીતે?

હાથીશંકર પેટ ઉપર હાથ ફેરવતાં ફેરવતાં બોલ્યા: "ઓહો! આટલા લાડુમાં શું? હજી તો હું





બાજી લેવાનો છું! હં, તમે મારો રૂપાટો. ગોફણીઓ ઝાપટવા માંડો."

પટેલ કહે: "આપણે તો એકાદ ગોફણીઓ ખાઇશું. આપણું ગજું નહિ."

હાથીશંકર હસીને કહેવા લાગ્યાઃ "તમે તો એવા જ રહ્યા! જુઓ, આમ ખવાય."

એમ કહીને હાથીશંકરે લાડુના ટુકડા કરીને ટપોટપ મોંમાં મૂકવા માંડયા! થોડીક વારમાં તો આખી થાળી સફાચટ મેદાન જેવી કરી નાખી. પટેલ આંખો ફાડીને જોઇ જ રહ્યા!



આમ ગમ્મત કરતાં કરતાં બધાં જમી રહ્યાં. પાન સોપારી લીધા પછી શકરી પટલાણીએ પટેલને કહ્યું: "તમે તમારે ઘેર જવું હોય તો જજો. પેલી થેલી ભેરવી છે. તેમાં બંગલાની ચાવી છે, તે લેતા જજો."

પટેલે પૂછયું; "કેમ? તમે કયારે આવશો? હમણાં આવવું નથી કે શું?"

પટલાણીએ જવાબ આપ્યો: "હું પછીથી આવીશ. ગજરાબહેન કહે છે કે આપણે આજે દરીએ નાહવા જઇએ. સોમવતી અમાસ છે. અધિક મહિનાનો છેલ્લો દિવસ છે. એટલે મેં હા પાડી છે. અમે દરીએ જઇશું. માટે તમે તમારી મેળે ઘેર જજો. અમે બધે દર્શન કરતાં કરતાં આવીશું."

પટેલ કહે: "વારૂ. પણ સાચવજો. બહુ ઊંડા પાણીમાં જશો નહિ. હમણાં ડૂબી જવાના બનાવ બહુ બને છે."

આમ થોડી વાર વાતચીત કરીને પટેલ ઊઠયા. હાથીશંકરને ત્યાંથી નીકળીને પોતાને ઘેર જવા માંડયું. પણ વાતમાં ને વાતમાં પટેલને ચાવી લેવાનું યાદ રહ્યું નહિ. પટેલે ચાવી લીધા વગર જ ચાલવા માંડયું!

બંગલા પાસે આવ્યા પછી પટેલે ચાવી માટે ગજવામાં હાથ નાખ્યો. પણ ચાવી હોય કયાંથી? પટેલ ગજવાં ફંફોળતા ફંફોળતા યાદ કરવા

લાગ્યા. ઓ-તારીની! ચાવી તો થેલી-માંજ રહી ગઇ! હવે શું થાય? પટેલ વિચાર કરવા લાગ્યા: 'હવે તો ઝટ પાછા જવુંજ સારૂં. વાર થાય તો પટલાણી નીકળી જાય. પટલાણી નીકળી જાય તો પ-તો ખાય નહિ. એ તો બધે દેવદર્શન કરતાં કરતાં આવે. ત્યાં સુધી બંગ-લાની બહાર ચોકીવાનની પેઠે આંટા મારવા પડે!'

પટેલ તો ચાલ્યા પાછા! સ્ટેશન ઉપર આવીને ઝટ ટ્રેનમાં બેસી ગયા. એમને એમ થાય કે કયારે પહોંચી જાઉં. જો પટલાણી નહિ મળે તો પૂરી પંચાત થશે.

ટ્રેનમાંથી ઊતરીને પટેલ હાથીશં-કરના ઘર તરફ ચાલ્યા. ઝટપટ ઝટ-પટ ચાલતા જાય અને આમતેમ પટલાણીને જોતા જાય. એમ કરતાં કરતાં હાથીશંકરનું મકાન આવી પહોંચ્યું.

હાથીશંકર સાદડી પર સૂતા હતા. સૂતા સૂતા પેટ ઉપર હાથ ફેરવતા હતા, એટલામાં પટેલ હાંફળાફાંફળા આવી પહોંચ્યા. પટેલને જોઇ હાથીશંકર બેઠા થવા ગયા, પણ પેટ મોટું એટલે એકદમ બેઠું થવાયું નહિ. એટલે એક પાસા તરફ ગબડી બેઠાં થતાં તેમણે પૂછ્યું: "કેમ, પટેલ? એકદમ પાછા કેમ આવ્યા?"



પટેલ કહેઃ "ચાવી અહીં રહી ગઇ છે. પટલાણી અને ગજરાબેન ગયાં?"

હાથીશંકર કહે: "હા. થોડી જ વાર થઇ છે. અહીંના દરીએ જ ગયાં છે."

પટેલ કહેઃ "ઠીક ત્યારે. ત્યાં તપાસ કરૂં. નહિ તો વળી ત્યાંથી પાછાં બીજે જતાં રહેશે."

હાથીશંકર બોલ્યા; "હા, હા. ત્યારે તો ઝટ જાઓ. એ તો પછી માધવબાગ જવાનાં હતાં. ત્યાંથી વળી બાબુલનાથ પણ જાય. માટે

તમે એકદમ જાઓ, તો વળી મેળાપ થશે.”

પટેલ લીલે તોરણે પાછા વળ્યા. તેમણે સીધા જ દરીઆ તરફ જવા માંડયું. તહેવારનો દિવસ હતો. આખો દહાડો નાહવા આવનારાં આવજા કર્યા કરે. ભીડ પણ ખૂબ હતી.

પટેલે દૂર ઊભા રહીને આમતેમ જોવા માંડયું. પટલાણીને તથા ગજરાબેનને ખોળવા માંડયા. પણ એમ કંઇ પત્તો ખાય? પટેલે ધીરજ ધરીને ધીમે ધીમે બધે જોતા જોતા ચાલવા માંડયું. એમ કરતાં પટેલ કયાંય સુધી જોઇ વળ્યા. પણ ના મળ્યાં શકરી પટલાણી, કે ના મળ્યાં ગજરાબહેન!

હવે કરવું શું? પટેલ ઊભા ઊભા વિચાર કરવા લાગ્યા: ‘માધવબાગમાં જવું? હા, હા. કદાચ ત્યાં મળી જાય. હજી તો કદાચ મંદિરે પહોંચ્યાં પણ નહિ હોય. ચાલો ત્યારે, ત્યાં.’

પટેલ ટ્રામમાં બેસી ગયા. ટ્રામમાં બેઠા બેઠા પણ આમ તેમ જોતા જાય. પણ એમ કંઇ પત્તો લાગે?

કેટલીક વારે પટેલ માધવબાગ જઇ પહોંચ્યા. તેઓ સીધા જ મંદિરમાં પેઠા. આમતેમ જોતા જાય અને પટલાણીને ખોળતા જાય. પણ પટલાણી ત્યાં હોય ત્યારે મળે ને! પટેલ મૂંઝાઇ ગયા. આવી મૂંઝવણ તેમને કોઇ દહાડો થઇ ન હતી.

મંદિરને ઓટલે બેઠા બેઠા તેમણે વિચાર કરવા માંડગો: ‘હવે કયો રસ્તો લેવો? પટલાણી તો છેક સાંજના આવે. ત્યાં સુધી કયાં બેસી રહેવું? તાળું તોડાવી નાખવું? હા. હા. કેમ નહિ?’

પટેલને હસવું આવ્યું. તે મનમાં બબડયા: “ઓત્તારીની! હું ય કેવો છું! આટલું રખડયો, આટલા પૈસા ગાડીભાડામાં ખરચ્યા તેને બદલે તાળું જ તોડાવી નાખ્યું હોત તો!”

પટેલ હસતા હસતા ઊભા થયા. આ વિચાર પોતાને પહેલાં કેમ ના આવ્યો તેની તેમને સમજણ પડી નહિ. ત્યાંથી સીધા ઘર તરફ જવા નીકળ્યા.

તેમના એક ઓળખીતા બંદર-અલી તાળાચાવીવાળા હતા. આવતાં જતાં પટેલને સાહેબસલામ

કરતા. પટેલ તેમને ઘણુંખરું કામ સોંપતા. તાળાચાવીવાળાની દુકાન પટેલના બંગલાની પાસે જ હતી. જતાં જતાં પટેલે બંદરઅલીને સાથે જ લઇ લીધા. બંદરઅલી હથોડી ને છીણી લઇને પટેલની સાથે ચાલ્યા.



પણ બંગલા પાસે આવીને જુએ છે તો બંગલો ઉઘાડો! બંદર-અલી કહે: "પટેલસા'બ! આસું જાદુ ઠીયો! મેં તાલું તોડવા આવો, ટારે ટમારો બંગલો એની જાતસી ઉઘડી ગિયો!"

પટેલ અંદર જુએ તો પટલણી ને ગજરાબહેન બેઠેલાં! પટલાણી બોલી ઊઠયાં: "તમે ગયા'તા કયાં? કયારની તમારી રાહ જોઉં છું!"

પટેલે પૂછયું: "કેમ? તમે નાહવા ગયાં નથી?"



પટલાણીએ જવાબ આપ્યો: "ના, રસ્તામાં આ થેલીમાં મેં ચાવી જોઇ. એટલે મને લાગ્યું કે તમે ચાવી લેવાનું ભૂલી ગયા. એટલે હું અને ગજરાબેન સીધાં અહીં આવ્યાં. અમે વિચાર કર્યો કે નાહવા માટે પછીથી જઇશું. પણ તમારો પ-તો જ કયાં છે?"

પટેલ ખડખડાટ હસીને બોલ્યા: "વાહ! તમારો પ-તો જ કયાં છે? હું હાથીશંકરને ત્યાં પાછો જઇ આવ્યો! દરીએ જઇ આવ્યો! માધવબાગ જઇ આવ્યો! છેવટે થાકીને આ બંદરઅલીને તાળું તોડવા લઇ આવ્યો!"

પટેલની વાત સાંભળી સૌ હસી પડયાં. બંદરઅલી પાછા જતાં જતાં પટલાણી તરફ જોઇ બોલ્યા: "સેઠાની! ટમે નકામાં આવી પૂગાં. મારા આઠ આના ટમે બગાડા! તાલું તોડવાથી

મને આઠ આના મીલત ને!"

બંદરઅલીના ગયા પછી પટલાણી ઊઠયાં અને પટેલ સામું જોઇ કહેવા લાગ્યાં: "હવે અમે જઇએ ને?"

પટેલે જવાબ આપ્યો: "હવે ખુશીથી પધારો. દરીએ જાઓ કે માધવબાગ! આપણે હવે વાંધો નથી."

જતાં જતાં પટલાણી બોલ્યાં: "વારૂ. પણ તમે પાછા તાળું વાસીને બહાર જતા રહેતા નહિ. નહિ તો અમારે પાછું તમારા જેવું થશે!"





# મહેમાન



ઠાકોર પટેલ મુંબઈમાં રહેતા હતા. તેથી એક રીતે તેમના પૂરા ભોગ હતા. બે ચાર દિવસે કોઇ ને કોઇ મહેમાન આવીને ઊભું જ રહે. કોઇ દાક્તરને દેખાડવા આવે. કોઇ નાસિકની જાત્રાએ જતું હોય. કોઇ રામેશ્વરની જાત્રાએ જતું હોય. કોઇને મુંબઇમાં જ—કંઇ કામ હોય. અને પટેલ રહ્યા મુંબઇમાં એટલે બધા તેમને ઘેરજ ઊતરે. ઝોન ટિકીટ નીકળે ત્યારે વળી કોઇ મુંબઇ જોવા માટેજ આવે. કોઇ મુંબઇ આવી ગયું હોય છતાં ફરી સહેલ કરવા પણ આવે એટલે પટેલના પૂરા ભોગ હતા. અને ખરા ભોગ હતા શકરી પટલાણીના. બિચારાં રાંધી રાંધીને થાકી જાય. જાણે વીશી જ જોઇ લો !

એક દિવસ પટેલ ખુશમિજાજમાં હતા. વેપારમાં સારો સોદો થયો હતો. મન ખૂબ આનંદમાં હતું. જમીને તરત નાટક જોવા જવા તેમણે નક્કી કર્યું હતું. તેથી જમ્યા પછી તેઓ કપડાં પહેરતા હતા. પટલાણી પણ તૈયાર થતાં હતાં. એટલામાં કોઇએ બારણું ઠોક્યું. પટેલે ધાર્યું કે કદાચ વાઘજીભાઇ હશે. તેમણે બારણું ઉઘાડ્યું તો નીકળ્યા મિ. ખરખરીઆ !



ખરખરીઆ એમના ઓળખીતા હતા. બહારગામ રહેતા હતા. મુંબઇ જોવા માટે આવ્યા હતા. તેમની સાથે તેમનાં વહુ હતાં. ચાર છોકરાં હતાં. છ પોટલાં હતાં. બે પેટીઓ હતી અને તે ઉપરાંત કૂજો, છત્રી અને બિછાનું પણ! પટેલે બારણું

ઉઘાડયું કે તરત આ બધું દેખાયું –સરસામાનનો જાણે ડુંગર બનાવેલો! વચ્ચે મિ. ખરખરીઆ ઊભેલા. જાણે રાજભોગનાં દર્શન થયાં!

પટેલને જોઇ ખરખરીઆ હસી પડયા. આગળ આવીને તેમણે પટેલનો હાથ પકડયો. પછી તેઓ પૂછવા લાગ્યા: "કેમ, પટેલસાહેબ! કેમ છો?"

પટેલના પગ ઢીલા થઇ ગયા હતા. પણ બોલ્યા વગર કાંઇ ચાલે ? જેમ તેમ તેમણે હસીને કહ્યું: "આવો."

પણ ખરખરીઆ કંઇ જાય તેવા ન હતા. તેમણે ઝટ તેમની વહુને કહ્યું: "બધો સામાન બંગલામાં લાવો. જોયું, આ પટેલસાહેબનો બંગલો!"

ખરખરીઆનાં વહુ સામાન લાવવા લાગ્યાં. એક એક પોટલું લાવે ને અંદર મૂકે. છોકરાં પણ ધમાધમ કરતાં પેટીઓ ખેંચવા માંડે. ખરખરીઆ બિછાનું ઊંચકી લાવ્યા. એમને જોઇ પટલાણી બહાર આવ્યાં. તેમણે કહ્યું: "એ બધું તમે રહેવા દો. હમણાં અંદર લાવીશું."

ખરખરીઆ તો જઇને હીંચકે બેસી ગયા. તેમનાં વહુ પણ અંદર જઇને બેઠાં. પટલાણીએ કહ્યું તેથી બહારનો સામાન બહાર જ રહ્યો! પટલાણી ધીમે ધીમે બધું અંદર લાવવા લાગ્યાં. પેલાં તો કોઇ ઊઠે જ નહિ ને! પટલાણીએ વિવેક કર્યો, પણ તેમને ભારે પડી ગયો!



પટેલ તો પૂતળાની પેઠે ઊભા જ રહ્યા. શું કરવું તે તેમને સૂઝતું ન હતું. છેવટે પટલાણી આવીને ત્યાં બેઠાં. પછી પટેલ પણ ખુરશીમાં બેઠા. નાટક જોવાનું બાજુએ રહી ગયું. એમને તો આ નવા નાટકમાં ભાગ લેવાનું થયું!

ખરખરીઆએ હીંચકા ખાતા કહ્યું: "બહુ દહાડાથી છોકરાં જીવ ખાતાં હતાં કે મુંબઇ ચાલો, મુંબઇ ચાલો. બધાંને મુંબઇ જોવું હતું. વળી છોકરાં કહે કે પટેલકાકાના બંગલામાં રહીશું.

એટલે અમે અહીં આવ્યાં. તમે બહાર જતાં હતાં ?"

પટલાણી કહે: "હા. અમે નાટક જોવા જતાં હતાં. પણ આજે હવે બંધ રાખીશું. હમણાં તમારે માટે જમવાનું કરી નાખું છું."

ખરખરીઆ આનંદમાં આવી જઇને બોલ્યા: "બંધ શું કામ રાખો છો ? ચાલોને, અમે પણ જોવા આવીશું ! જમવામાં અત્યારે કંઇ બહુ માથાકૂટ કરશો નહિ. થોડીક પૂરી અને ભજીયાં તળી નાખશો. તો ચાલશે. દૂધબુધ ના હોય તો મંગાવજો. એકાદ બે શાક કરશો એટલે બહુ છે. અથાણું પાપડ તો ઘરમાં હશે જ. ના હોય તો થોડીક કાચલીઓ તળી નાંખજો. બાકી અત્યારે બહુ ધમાલ કરશો નહિ. તમે પાછાં અત્યારે જ બધું કરો તેવાં છો, એટલે કહેવું પડે છે. અમને જમાડવા હોય તો કાલે નિરાંતે જમાડજો. સવારે બધુંય થઇ શકશે."

ખરખરીઆનાં વહુ બોલી ઊઠયાં: "ખરી વાત છે. બાસુંદી કે શિખંડ તો કાલે બજારમાંથીય લવાશે. અત્યારે કંઇ ખટપટ કરશો નહિ. અમે કયાં મહેમાન છીએ ?"

પટેલ તો આ બધું સાભળીને સજ્જડ થઇ ગયા. ને પાછું નાટકનું લફરૂં તો ચોટયું જ ! બધાં મળીને કેટલાં જણ થાય ? બે જણ પોતે, અને છ જણ તેઓ. બધાં મળીને આઠ જણ થયાં. બધા જ જાય તો વીસેક રૂપીઆનું પાણી થઇ જાય. પટેલ ગભરાઇ ગયા.

શકરી પટલાણી સમજી ગયાં. તેમણે યુક્તિ લડાવી. તેમણે ખરખરીઆને કહ્યું: "નાટકના પાસ આવવાના છે. એક જણ અમને પાસ આપવા આવવાનું છે. તેથી અમે તૈયાર થઇને બેઠાં હતાં. પાસ આવે તો તમે બન્ને જણ જોઇ આવજો. અમે ને છોકરાં ઘેર રહીશું. મારે તો કંઇ નાટક જોવું નથી."

ખરખરીઆ રાજી થઇને બોલ્યા: "ભલે, હું અને પટેલ નાટક જોવા જઇશું. તમે બધાં ઘેર રહેજો. મફતીઆ પાસ હોય તો પછી પૈસા શા માટે ખરચવા ?"

પટેલ હવે જરા આનંદમાં [illegible]. પટલાણીની યુક્તિથી એ [illegible] થઇ

ગયા. તેમણે હવે ખરખરીઆ જોડે વાતો કરવા માંડી. પટલાણી રસોડામાં રાંધવા ગયાં. થોડી જ વાર પહેલાં જમીને પરવાર્યાં હતાં. પાછું ફરીથી રાત્રે રાંધવાનું આવ્યું. પટલાણી મનમાં તો ખરખરીઆ ઉપર ખૂબ ચિઢાયાં, પણ કરે શું ?

આ બાજુ ખરખરીઆએ તેમની વહુને કહ્યું: “લે, તું કહેતી હતી તે આખરે મુંબઇ આવી પહોંચ્યાં. હવે બધે ફરી ફરીને ધરાઇને જોજે. અહીં કંઇ વાંધો નથી. આ તો આપણા ઘર જેવું છે. અહીં કદાચ બે મહિના રહીએ તો પણ કશી અડચણ નથી.”

બે મહિનાનું નામ સાંભળી પટેલના પેટમાં ફાળ પડી. તેમણે વિચાર કરવા માંડયો. હજી એક દહાડો થયો નથી. એટલામાં આટલી બધી ગભરામણ થાય છે. તો બે મહિનામાં શુંનું શું થઇ જશે ?

પાછા ખરખરીઆ બોલ્યા: “આ એમનો બંગલો જોયો? ચાલ, ઊઠ. બધે ફરીને બતાવું.”

ખરખરીઆ ઊઠયા. તેમની સાથે તેમનાં વહુ ઊઠયાં. તેમની પાછળ છોકરાં જવા મંડયાં. ખરખરીઆએ બધા ઓરડા બતાવવા માંડયા. રંગબેરંગી કાચની બારીઓ જોઇ છોકરાં કૂદાકૂદ કરવા લાગ્યાં. એક જણ બારી ઉપર ચઢી ગયું. બીજું બારીએ ટીંગાયું. ત્રીજાએ બારણું અફાળ્યું. તરત જ બારીના કાચ ખણુણુણણુ કરતા તૂટી પડયા !



કાચ તૂટવાનો અવાજ સંભળાયો એટલે પટેલ ગભરાયા. તે એકદમ અંદરના ઓરડા તરફ દોડયા. પટલાણી પૂરીઓ તળતાં હતાં. તેઓ પણ પૂરીઓ તળતી મૂકીને એકદમ દોડયા. જેયું તો કાચના ચૂરેચૂરા થઇ ગએલા ! તેમને જોઇ ખરખરીઆ બોલ્યા: “છોકરાં બચી ગયાં. નહિ તો બિચારાંને કાચના ટુકડા વાગી જાત !”

પટેલ ગમ ખાઇ ગયા. મહેમાનને કહેવાય શું ? પટલાણી પાછાં ગયાં, તો પૂરીઓ બળીને ખાખ થઇ ગએલી ! એ પણ ચિઢાયાં. પણ કરે શું ?

બંગલો બતાવીને ખરખરીઆ પાછા આવ્યા. તેમને જોઇ પટેલે કહ્યું: "મિ. ખરખરીઆ ! આ બંગલો મારો નથી."

ખરખરીઆ અજાયબ થઇ પૂછવા લાગ્યા: "ત્યારે ?"

પટેલે જવાબ આપ્યો: "આ તો બીજાનો છે. હું તો આમાં ભાડે રહું છું. મારો બંગલો હતો ખરો, પણ વેચી દેવો પડેલો. વેપારમાં ખોટ ગયેલી."

ખરખરીઆ ડોકું હલાવી કહેવા લાગ્યા: "એમ કે ? એ વાતની મને ખબર ન હતી. હશે. પણ તમે રહો છો એટલે હમણાં તો તમારો જ બંગલો કહેવાય ને ?"

એમ કહીને ખરખરીઆ હીહી-હીહીહી કરીને હસવા લાગ્યા. પટેલ મનમાં બહુ ચિઢાયા, પણ કરે શું ?

કેટલીક વારે જમવાનું થયું. ખર-ખરીઆ અને તેમનું કુટુંબ જમવા બેઠું. બધાં કેટલું કેટલું ખાય છે તેની પટલાણીને ખબર ન હતી. તેમણે સાધારણ રીતે બધાંને ચાલે એટલી પૂરીઓ ને ભજીયાં કરેલાં. પણ પેલાંઓ તો બધું ઝાપટી ગયાં ! બધું ખાવાનું સફાચટ કરી નાખ્યું !

જમીને ખરખરીઆ બહાર આવ્યા અને કોટ પહેરવા મંડયા. તેમને જોઇ પટેલે પૂછયું: "કંઇ બહાર જાઓ છો ?"

ખરખરીઆ બોલ્યા: "કેમ ? નાટક જોવા જવું નથી ?"

પટેલે મનમાં હસીને જવાબ આપ્યો: "જઇશું. પણ પાસ તો આવવા દો. હમણાં પેલો આપવા આ-વશે ખરો. પાસ આવશે એટલે જઇશું."

ખરખરીઆ ખુરશીમાં બેઠા. પટેલ જોડે વાતો કરે, પણ એમનું ધ્યાન બારણાં તરફ જ હતું. જરાક કંઈ ખખડાટ થાય કે બહાર જુએ !

એમ કરતાં કરતાં દશ વાગી ગયા. પટેલે કહ્યું: "હવે આપણે સૂઇ જઇશું, ખરખરીઆ ?"

ખરખરીઆ નિરાશ થઇને બોલ્યા: "પાસવાળો હજી આવ્યો નહિ. હવે નહિ આવે ?"

પટેલે ઘડીઆળમાં જોઇને કહ્યું: “હવે શું આવે? દશ તો વાગી ગયા. નવ વાગે તો નાટક શરૂ થાય છે. વળી અહીં દાદરથી શહેરમાં જતાં જ કલાક નીકળી જાય. માટે આજે માંડી વાળો.”

આમ કહી પટેલ પથારીમાં સૂતા. બાજુમાં ખરખરીઆની પથારી કરી હતી. ખરખરીઆ પણ નિરાશ થઇને સૂતા.

જરાક વાર થઇ. પવનના અવાજથી બારણું ખખડયું, એટલે ખરખરીઆ પથારીમાં બેઠા થઇ ગયા. તેમને જોઇ પટેલે પૂછયું: “કેમ, બેઠા થયા?”



ખરખરીઆ કહે: “કોઇએ બારણું ઠોકયું, પાસવાળો હોય તેમ લાગે છે.”

પટેલ ખડખડાટ હસી પડયા અને બોલ્યા: “કોઇ નથી. તમે સૂઇ જાઓ છાનામાના. અગીઆર વાગવા આવ્યા. હવે નાટક જોવાનું હોય?”

આખરે થાકીને ખરખરીઆ રાતે બાર વાગે ઊંઘ્યા.

પણ પછી પટેલને ત્યાં રોજ આવું ચાલવા લાગ્યું. ખરખરીઆ બધાંને મુંબઇ બતાવવા તેડી લાવેલા. જમી પરવારીને બધાં નીકળે. કોઇ કોઇ વાર પટલાણીને પણ સાથે જવું પડે. કોઇ વાર પટેલ પણ જાય. ગાડી ભાડાં ને મોટરનો ખરચ થાય તે જુદો. વળી પેલાં છોકરાં પણ બડાં તોફાની. બારીના કાચ ભાગ્યા પછી વીજળીની બત્તીનો ગોળો ફોડી નાખ્યો. કબાટમાં આયનો જડેલો હતો, તેમાં પત્થર મારીને આયનામાં કરોળીઆના આકારની તડ પાડી દીધી. બાગમાં રોપેલા તમામ છોડવા એક દિવસ મૂળમાંથી ઉખેડી નાખ્યા! ને બીજું પરચુરણ નુકસાન કર્યું, તે જુદું!

આમ છતાં ખરખરીઆ જવાની વાત કરતા જ ન હતા. પટેલ ખૂબ મૂંઝાયા કરે. પેઢીના કામમાં તેમનું

ચિત્ત ચોટે નહિ. ત્યાં પણ ભૂલ થઇ જાય. તેમના મગજનું આવું ઠેકાણું જોઇને એક દહાડો મુનીમ બાંકુભાઇ બંદરે પૂછ્યું: "શેઠ ! માનો ના માનો, પણ તમે કંઇ મૂંઝવણમાં છો. થોડા દિવસથી તમારો જીવ ઠેકાણે નથી. આજે જ જુઓ ને! જે ટપાલ બહારથી આવી છે, તેમાં જ તમે ભૂલથી સહીઓ કરી નાખી છે !"

પટેલે જોયું તો બાંકુભાઇની વાત સાચી હતી. જે કાગળો લખેલા તેમાં સહી કરવાને બદલે આવેલા કાગળોમાં સહીઓ કરી નાખેલી ! પટેલ હસી પડયા અને બાંકુભાઇને બેસાડીને બધી હકીકત તેમને કહી. પહેલેથી છેલ્લે સુધી શું બન્યું હતું તે તમામ તેમને કહી સંભળાવ્યું.

બાંકુભાઇએ બધું સાંભળીને ખૂબ વિચાર કર્યો. પછી તેમણે કહ્યું: " શેઠ સાહેબ ! હું કહું તેમ કરો. પછી જુઓ કે શું થાય છે ?"

પટેલે પૂછ્યું: "શું કરવું ?"

બાંકુભાઇએ પટેલના કાનમાં કંઇ કહ્યું. તેમને રસ્તો બતાવ્યો. પટેલ તો રાજી રાજી થઇ ગયા. તેમણે બાંકુ-ભાઇએ બતાવેલી રીત અજમાવવાનો નિશ્ચય કર્યો.

સાંજે પટેલ ઘેર આવ્યા. ખરખ-રીઆ એમના લશ્કર સાથે બહાર ફરી આવ્યા હતા. શકરી પટલાણી પણ બેઠાં હતાં. ત્યાં દિવેલ પીધા જેવું મોઢું કરીને પટેલ આવીને બેઠા.

પટેલને ઢીલા ઘેંશ જેવા ઘેર આવેલા જોઇને પટલાણી ગભરાયાં. તેમણે પૂછ્યું: "કેમ, આજે આમ છે? તબીઅત નરમ છે ?"

પટેલે ડોકું ધુણાવી કહ્યું: "ઉંહું !"

પટલાણીએ પૂછ્યું : "ભૂખ લાગી છે ?"

પટેલ ડોકું ધુણાવી બોલ્યાઃ "ઉંહું !"

પટલાણીએ પાછો સવાલ કર્યો. "માથું દુઃખે છે ?"

પટેલે ડોકું ધુણાવી જવાબ આ-પ્યો: "ઉંહું !"

પટલાણી જરાક કડક બનીને પૂછવા લાગ્યાં: "ત્યારે થયું છે શું ? આજે આમ ઉદાસ કેમ છો ?"

પટેલે નરમ અવાજે કહ્યું: "કંઇ કહેવા જેવું જ રહ્યું નથી. આજે

વેપારમાં જબ્બર ખોટ આવી. બે ત્રણ દહાડામાં પૈસા ભરવાના છે. એકી સામટા પાંચ હજાર રોકડા તો જોઇએ જ. બાકીના થોડા દિવસ પછી અપાય તો ચાલે."

પટલાણી ગભરાઇ ગયાં. તેમનો ચહેરો પણ ઉદાસ થઇ ગયો. પટેલ લમણે હાથ દઇને થોડી વાર બેસી રહ્યા. પછી તેમણે ખરખરીઆ તરફ જોઇને પૂછ્યું: "તમે થોડી ઘણી મદદ કરશો? તમારા રૂપીઆ હું એક વરસમાં પાછા આપીશ. અત્યારે તો આબરૂનો સવાલ છે. તમે ભાઇબંધ છો તેથી તમને કહેવાય. બીજા કને કંઇ માગવા જવાય છે? વધારે નહિ તો હજારેક રૂપીઆ હમણાં આપો."



ખરખરીઆ તો આ સાંભળીને નરમ જ બની ગયા. તેમણે બહાનું કાઢીને કહ્યું: "હમણાં તો જુઓ ને! મારાથી ગોઠવણ થાય તેવી નથી. ઉઘરાણી હજી આવતી નથી. નહિ તો જરૂર આપત."

પટેલે કહ્યું: "વધારે ના બને તો પાંચસોની ગોઠવણ કરો. એટલા તો એટલા. બાકીનાની બાજેથી ગોઠવણ કરીશ. તમને એકાદ બે વરસમાં જરૂર પાછા આપી દઇશ."

પણ ખરખરીઆને બધી વાત ગમે, પણ રૂપિયા આપવાની વાત ના ગમે! એટલે તેમણે જવાબ આપ્યો: "હમણાં તો કંઇ બને તેવું નથી. નહિ તો જરૂર મદદ કરત."

પટેલ ચુપચાપ બેસી રહ્યા. રાત્ર જમ્યા પણ નહિ. બહાર નાસ્તો કરીને તો આવેલા જ, હં કે? એ કંઇ ભૂખ્યા સૂઇ રહે તેવા ન હતા. પણ આ તો ખરખરીઆને વિદાય કરી દેવાની યુકિત હતી!

પટેલ જડ જેવા બેસી રહે. કોઇ સાથે બોલે નહિ. ખરખરીઆએ વિચાર કર્યો કે હવે ચાલો ઘેર. અહીં રહીશું તો નહિ પાલવે. પટેલને રૂપીઆ આપવા પડશે. નહિ આપીએ તો ખોટું લાગશે, ને ખોટું લગાડીને

રહેવાય પણ ખરૂં ?

બીજે દિવસે સવારે ખરખરીઆ વહેલા ઊઠયા. તેમણે જવા માટે તૈયારી કરવા માંડી. પટલાણીએ જરા આગ્રહ કર્યો, પણ તેમણે માન્યું નહિ. પટેલે તો જાણે બહુ બહુ ખોટું લાગ્યું હોય તેવો ડોળ કર્યો હતો! છેવટે ખરખરીઆ ગાડી લઇ આવ્યા ને તેમણે જવા માંડયું. જતાં જતાં તેમણે કહ્યું : "આવજો, પટેલ! અમે રજા લઇએ છીએ."



પટેલ જાણે જેમ તેમ બોલતા હોય તેમ બોલ્યા: "હા, આવજો." ખરખરીઆની ગાડી વિદાય થઇ.

પછી શકરી પટલાણી કહેવા લાગ્યાં: "એમ ઉદાસ બનશો તે કેમ ચાલશે ? રૂપીઆ રોકડા આપવાના હોય તો મારા દાગીના લઇ જાઓ. એ વેચી નાંખો ને પૈસા ભરી દો. આમ જીવ બાળવાથી શું ફાયદો? દાગીના શું કરવાના છે ?"

પટેલે હવે હસીને કહ્યું: "ચાલો ત્યારે. જીવ નહિ બાળીએ. તું કહે તો હસવા માંડીશ. પછી કંઇ વાંધો છે?" એમ કહી પટેલ મોટેથી ખડખડ હસવા લાગ્યા. પટલાણીને કંઇ સમજણ પડી નહિ. થોડી વારે પટેલે બધી હકીકત પટલાણીને કહી સંભળાવી.

પટલાણી બોલ્યાં: "હાય, હાય! મારો તો જીવ ઊડી ગયો હતો. મને તો કહેવું હતું ?"

પટેલ મલકાઇ બોલ્યા: "એટલી જરા ભૂલ થઇ ગઇ. હશે ચાલો. પણ ખરખરીઆને તો આબાદ ખડખડીઉં આપી દીધું!"

# મધરાતનો  ધડાકો

દીવાળીના દિવસોમાં બકોર પટેલ ખૂબ આનંદમાં હતા. યુરોપમાં લડાઇ ચાલે છે, તે તો તમે જાણો છો ને? લડાઇને લીધે ચીજોના ભાવ વધી ગયા છે એ પણ તમે જાણતા હશો જ. એ કારણથી પટેલ બહુ કમાયા હતા. તેમનો ધંધો ધમધોકાર ચાલતો હતો. નફો પણ સારો મળ્યો હતો.

આ વખતે પટેલ ફક્કડ દારૂખાનું લઇ આવ્યા. જાતજાતના ફટાકડા, તારામંડળ, બપોરીઆ અને હવાઇઓનું મોટું પડીકું લઇ લાવ્યા.

પટેલને મોટું પડીકુ લઇ આવેલા જોઇને શકરી પટલાણી મલકાઇ ગયાં. તેમણે જાણ્યું કે પટેલ મઝાનું ભૂસું ખાવા લાવ્યા હશે! એટલે પડીકું લેવા હાથ ધરી પટલાણીએ પૂછ્યું: "ભૂસું લાવ્યા લાગો છો? ચાલો, ઠીક થયું. દીવાળીમાં એકલો મીઠાઇ ભાવત નહિ. જરા તીખું પણ જોઇએ."



પટેલે હસીને જવાબ આપ્યો: "જોજે! એકદમ ફાકવા માંડીશ નહિ. બહુ તીખું તમતમતું છે!"

પટલાણીએ પડીકુ છોડયું તો ભૂસાને બદલે દારૂખાનું! તેમણે અજાયબ થઇ પૂછ્યું: "આટલું બધું દારૂખાનું? આટલું બધું કેમ લાવ્યાં છો?"

પટેલ બોલ્યા: "કેમ, વળી? હું ફોડીશ!"

પટલાણી હસી પડયાં. તેમણે કહ્યું

"આટલું બધું તમે ફોડશો ? ફટાકડાની થોડીક લૂમ લાવ્યા હોત તો ઠીક. પણ આ બધું કેમ લાવ્યા ?"



પણ પટેલે કંઇ જવાબ આપ્યો નહિ. એ તો હસ્યા જ કરે. પટેલ દારૂખાનાના જબરા શોખીન. દર દીવાળીએ થોડીક હવાઇઓ છોડે. ફટાકડાની થોડીક લૂમો એકી સાથે ફોડી નાખે. વળી વીજળીના ટેટા સળગાવી તેના ઉપર ટીનનો ડબ્બો ઊંધો ઢાંકે. ટેટા ફૂટે એટલે તેના જોરથી ડબ્બો હવામાં સીધો ઊંચે ઊડે. ડબ્બો નીચે પડે ત્યારે પટેલ તેને ઝીલી લે. આમ થોડાક વીજળીના ટેટા પણ પટેલ ફોડી નાખે.

પણ આ વખતે પટેલ વધારે દારૂખાનું લાવ્યા હતા. તેમનું મન ખૂબ આનંદમાં હતું. કમાણી પણ સારી હતી. એટલે આ વખતે પટેલે પોતાનો શોખ બરાબર પૂરો કરી નાખવાનો વિચાર કર્યો હતો.

રાતે જમીપરવારીને પટેલ દારૂખાનું ફોડવા બેઠા. થોડી વારે તેમના ભાઇબંધ વાઘજીભાઇ પણ આવી પહોંચ્યા. પટેલને ફટાકડાનો શોખ છે, એ વાત વાઘજીભાઇ જાણતા હતા. તેમણે કહ્યું: "કેમ, પટેલ ? તમારી દીવાળી શરૂ થઇ ગઇ કે શું ?"

જામગરીને દેવતા ચાંપતાં પટેલે જવાબ આપ્યો: "હા જી. લ્યો, તમે ય ફોડવા માંડો."



વાઘજીભાઇએ ડોકું ધૂણાવી કહ્યું: "ના, ના. મને એનો શોખ નથી."

પટેલ હસીને કહેવા લાગ્યા: "જાઓ, જાઓ ! નાના હતા ત્યારે નહોતા

ફોડતા? તો અત્યારે શું વાંધો છે? આપણે તો ભાઇ ફોડવાના. લ્યો, એમાં વળી શરમ કેવી? કે પછી બીક લાગે છે?"

વાઘજીભાઇએ જવાબ આપ્યો: "બીક કેવી? હું તો બીતો નથી. સાચવીને ફોડીએ તો કેવી રીતે દઝાય?"

પટેલ બોલ્યા: "લ્યો, ત્યારે. આ તો ઠીક છે. યુરોપમાં તો અત્યારે જબરા ફટાકડા ફૂટતા હશે! કાન ફાડી નાખે તેવા જ તો!"

હવે વાઘજીભાઇને પણ ફટાકડા ફોડવાનું મન થયું. એક લૂમ લઇ તે સળગાવતાં તેમણે કહ્યું: "ત્યાંના રહેવાસીઓની બિચારાઓની બૂરી દશા! બોમ્બ પડે કે બધું સાફ! પણ હેં, પટેલ! આપણે અહીં બોમ્બ પડે તો? આ ધડાકાઓમાં એકદમ તો આપણને ખબર પણ ના પડે. આપણે ધારીએ કે ફટાકડા ફૂટતા હશે!"

પટેલ ડોકું હલાવી બોલ્યા: "ખરી વાત છે. પણ બોમ્બ પડે ત્યારે શું કરવું તે હું જાણું છું. આપણે તો સીધા જઇને અંદરના ઓરડામાં બેસી જઇએ. કાચનાં બાર-



ણાંથી રહીએ આઘા. વળી હું તો બુરખો પણ લાવ્યો છું."

વાઘજીભાઇએ પૂછ્યું: "બુરખો? કયો બુરખો?"

પટેલે જવાબ આપ્યો: "ઝેરી વાયુનો. ગોળો ફૂટે, તો એ બુરખો પહેરી લેવાનો. પહેરીએ તો કેવા ફક્કડ, ગણપતિ જેવા દેખાઇએ! તમે જોયો તો હશે જ!"

વાઘજીભાઇએ કહ્યું: "ના. જોયો નથી. હું જાણું છું ખરો, પણ કોઇ વખત નજરે જોયો નથી. પછી મને બતાવજો."

આમ વાત કરતાં કરતાં બન્નેએ દારૂખાનું ખલાસ કરી નાખ્યું.

પછી પટેલે વાઘજીભાઇને પેલો બુરખો બતાવ્યો. વાઘજીભાઇએ ગમ્મતમાં પહેરી પણ જોયો. પછી મોડી રાત્રે વાતો કરીને વાઘજીભાઇ પોતાને ઘેર ગયા. બકોર પટેલ પણ સૂઇ ગયા. થોડી વારે ઊંઘ આવી ગઇ.

એમ કરતાં સવારના સાડાચાર વાગ્યા. તે વખતે પટેલને એક સ્વપ્નું આવ્યું. લડાઇનું સ્વપ્નું જ તો! જાણે કે એક વિમાન પટેલના બંગલા પાસે આવ્યું. પટેલ બંગલા પાસે ફરતા હતા. તેમણે વિમાન જોયું. વિમાનમાંથી એક બોમ્બ પડયો, ને મોટો ધડાકો થયો.

હવે એવું બન્યું કે બરાબર એ જ વખતે પાડોશમાં કોઇએ ફટાકડા ફોડવા માંડયા. દીવાળીના દિવસ હતા. સૌ વહેલા ઊઠે અને ફટાકડા ફોડે. ફટાકડાના ધડાકા થયા, તે ઊંઘતા પટેલને બોમ્બના ધડાકા લાગ્યા. ઊંઘમાં ને ઊંઘમાં પટેલ પગ પછાડે! પછી એકદમ જાગી ગયા ને ગભરાઇ ગયા.

પટલાણી વહેલાં ઊઠયાં હતાં ને જાજરૂ ગયાં હતાં. તેમને કંઇ ખબર ન હતી. પટેલ તો દોડયા ટેલિફોન પાસે. ચક્કર ફેરવીને તેમણે પોલીસ ચોકીનો નંબર જોડયો. પછી ભાંગ્યાતૂટયા વાકયોમાં કહેવા માંડયું: "સાહેબ! અમલદારસાહેબ! સાવધાન! અહીં દાદર ઉપર વિમાન ઉડે છે! એક બોમ્બ પણ પડયો!"



આમ કહીને પટેલે ઝટ ટેલિફોન મૂકી દીધો. પછી દોડીને તેમણે પેલો બુરખો પહેરી લીધો. એટલામાં પટલાણી આવી પહોંચ્યાં.

પટેલને બુરખો પહેરી ફરતા જોઇ તે હસી પડયાં અને બોલ્યાં: "અહીં ઘરમાં બુરખો પહેરીને કેમ ઘૂમો છો?

શું છે તે ? ઊઠયા ત્યાંથી બુરખો ! સપરમે દહાડે તો જંપો !"

પટેલે ધીમેથી કહ્યું: "એઇ, ચુપ ! આપણા મકાનની આસપાસ વિમાન ઊડે છે. એક બોમ્બ પણ ફેંકયો. હમણાં ધડાકો થયો તે ના સાંભળ્યો ? તું કયાં ગઇ હતી ?"

પટલાણીએ સાવધ બનીને પૂછયું: "તમે વિમાન જોયું ?"

પટેલ કહે: "પણ ધડાકો સાંભળ્યો હતો ને ! વિમાન આટલામાં જ હશે."



પટલાણી ધીમે ધીમે બારી પાસે ગયાં. બહાર બધું સૂમસામ હતું. કોઇ કોઇ ઠેકાણે ફટાકડા ફૂટતા હતા. તેમને તરત સમજણ પડી ગઈ કે પટેલને કંઇ સ્વપ્નું આવ્યું હોવું જોઇએ. તેમણે પૂછયું: "તમને કંઇ સ્વપ્નું આવ્યું હતું ? તમે ઊંઘમાંથી એકદમ જાગી ઊઠેલા ? બહાર તો કંઇ નથી !"

હવે પટેલે માથું ખંજવાળવા માંડયું. બુરખો કાઢી નાખીને તેમણે બહાર નજર ફેરવી. બધું શાન્ત હતું. ખુરશીમાં બેસી તેમણે યાદ કરવા માંડયું. પોતાને સ્વપ્નું જ આવ્યું હતું તેની ખાતરી થતાં જ તે હસી પડયા. પછી પટલાણીને કહેવા લાગ્યા: "અરે, પણ મેં તો પોલીસ ચોકી ઉપર ટેલિ-ફોન કર્યો છે !"

પટલાણી હસીને બોલ્યાં: "અરે, ભલા ભગવાન! તમે એ શો ગોટાળો કરી નાખ્યો ? તમારૂં નામ તો દીધું નથી ને ?"

પટેલ કહે: "ના, મેં તો કહ્યું કે દાદરમાં કોઇ વિમાન ઉડે છે ! બોમ્બ પણ ફેંકયો લાગે છે ! આમ કહીને ટેલિફોન મૂકી દીધેલો !"

પટલાણી નિરાંતે બેસીને બોલ્યાં: "હાશ ! ત્યારે તો ઠીક. નહિ તો વળી કંઇ બીજી પંચાત ઊભી થાત !"

પણ પટેલના ટેલિફોને જબરો ગોટાળો નાખ્યો. અમલદારે જાણ્યું કે એ ખબર સાચી હશે. ખોટી હોય તો પણ શું ? લોકો તૈયાર છે કે નહિ તે

જાણી શકાશે. એટલે તેમણે ભયસૂચક ખબર આપવાનું શરૂ કર્યું.

આવી ખબર આપવા માટે ખાસ યંત્ર હોય છે. તેનાથી બધે ખબર પડી જાય કે કંઇ ભય ઊભો થયો છે. એકી-સામટી બધા ટેલિફોનોમાં પણ ખબર પડી જાય. ચારે બાજુએ સાવચેતીનાં પગલાં લેવાય. પછી જ્યારે ખબર પડે કે હવે ધાસ્તી નથી ત્યારે યંત્ર પાછી ખબર આપે. એટલે અગાઉ મુજબનો વહેવાર ચાલુ થઇ જાય.

ભયની ખબર યંત્ર મારફતે પડી. સૌના જીવ ઊંચા થઇ ગયા. બધે ગભરામણ ફેલાઇ ગઇ. કેટલાક તો હજી ઊઠયા જ ન હતા. ખબર પડતાં જ તેઓ કૂદકો મારીને ઊભા થઇ ગયા. બધે ખળભળાટ થઇ ગયો. અમલદારોમાં પણ દોડાદોડ થઇ રહી. પટેલે તો મુંબાઇ નગરી હલાવી નાખી!

અડધા કલાક પછી શાન્તિની ખબર આવી. સૌના જીવ હેઠા બેઠા.

પણ ખરૂં શું હતું તે કંઇ કોઇ જાણતું હતું?

જાણતાં હતાં, માત્ર આપણા બકોર પટેલ અને શકરી પટલાણી!



ભજવવાં જેવાં—ભજવવાં સહેલાં

ભજવાયલાં ને સફળ નીવડેલાં

ભજવવાની સૂચનાઓ સાથે

ભજવવાની છૂટ સાથે

નાટિકાઓ—પ્રહસનો—એકપાત્રકો

સંવાદો—સંવાદિકાઓ—નાટકોની

## "ચાલો ભજવીએ" ગ્રંથમાળા

| | | | |
|---|---|---|---|
| ભાગ | ૧ | લો | ૦–૪–૦ |
| ભાગ | ૨ | જો | ૦-૧૦-૦ |
| ભાગ | ૩ | જો | ૦–૮–૦ |
| ભાગ | ૪ | થો | ૦-૧૨-૦ |
| ભાગ | ૫ | મો | ૦–૮–૦ |
| ભાગ | ૬ | ઠ્ઠો | ૦–૮–૦ |
| ભાગ | ૭ | મો | ૦-૧૦-૦ |
| ભાગ | ૮ | મો | ૦–૮–૦ |
| ભાગ | ૯ | મો | ૦-૧૦-૦ |
| ભાગ | ૧૦ | મો | ૦–૪–૦ |
| ભાગ | ૧૧ | મો | ૧–૪–૦ |
| ભાગ | ૧૨ | મો | ૧–૨–૦ |

**આખો સટ રૂા ૭ા માં** ટ. ખ. જુદું

વાંચન સાહિત્ય તરીકે પણ
આ નાટ્યપુસ્તકોનું મૂલ્ય ઓછું
અંકાતું નથી, એ એની વિશિષ્ટતા છે.

ગાંડીવ

પ્રથમાવૃત્તિ [ સર્વ હક પ્રકાશકને સ્વાધીન ] ઈ. સ. ૧૯૪૦

ગાંડીવ મુદ્રણાલય, હવાડિયો ચકલો, સુરતમાં છાપીને
ગાંડીવ સાહિત્ય મંદિર તરફથી નટવર મૂ. વીમાવાળાએ પ્રગટ કર્યું.